ઓ૩મ્

# સંન્યાસી

## નાટકનાં ગાયનો.

"શ્રી દેશી નાટક સમાજ" માટે

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

ઠે૦ કાલબાદેવી, પ્રીન્સેસ થીએટર—મુંબઈ.

મુંબઈ—"તત્ત્વવિવેચક" પ્રેસ.

કિમ્મત રૂ. ૦-૩ ૦

૭૭૮૧



મુંબઈ—ખેતવાડી બ્યાકરોડ ઘર નં. ૧-૨ અને ૩ અહીંયા "તત્ત્વવિવેચક" છાપખાનામાં રા. ભીવાજી હરી શિંદે છાપ્યું તે ઝવેરી ચંદુલાલ દલસુખરામ ઘોળશાજી, એને ભાંગવાડી, પ્રિન્સેસ થીએટર મુંબઈમાં પ્રગટ કર્યું છે.

શ્રી.

# સંન્યાસી નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
સ્વર્ગસ્થ સાક્ષર ઝવેરી ડાહ્યાભાઈ ધોળશાજી સ્થાપિત

**શ્રી દેશી નાટક સમાજ માટે**

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર

**ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.**

**હાલ મુકામ—ભાંગવાડી, પ્રીન્સેસ થીએટર, મુંબઈ.**

---

આવૃત્તિ ૭ મી. પ્રત ૧૦૦૦૦.

---

સંવત્ ૧૯૭૪. સને ૧૯૧૮.

કિમ્મત રૂ. ૦-૩-૦

# જાહેરખબર.

સતી સુલોચના, સતી પદ્મિની, જાલીમ ટૂલીઆ, અજીતસિંહ, સંન્યાસી, સતી દ્રૌપદી નાટકનાં ગાયન ભાષણુ સાથેની મોટી ચોપડી દરેક રૂ. ૨-૦-૦ કીંમતે કંપનીની ટીકીટ ઓફીસમાંથી વેચાતી મળશે.

ઝવેરી ચંદુલાલ દલસુખરામ.

---

## TRIBHOVANDAS DOOLABHDAS, JARIWALA.

## RAMPOORA, SURAT.

## જરીવાલા, ત્રીભોવનદાસ દુલભદાસ,

### ઠેઠ રામપુરા, સુરત.

હમારે ત્યાં દરેક જાતનો જરી માલ જેવો કે, જીકની તથા સલમાની ફેન્સી ફીટ, ગામઠી ફેન્સી ઇસ્ટામ્બોલી, કાટાની ગુથેલી ફીટ, મુગલાઈ ફીટ, લેસ, કોરના બંદલો, બનારસી સાડી, સાફા, તાસ, જીક, ટીકી, કશબ, બાદલો, જીકની કટાઉ કોરો, તથા કંઠા તથા બુટીઓ, કીનારી, ગોટા, ઝાલર, ચંપો વીગેરે જરી માલ બનાવનાર તથા વેચનાર અને બહાર ગામના ઓરડર ઉપર પુરતું ધ્યાન આપી બનાવી મોકલી આપવામાં આવે છે.

# સંન્યાસી નાટકનો પૂર્વ વૃત્તાંત.

ગુજરાતના પાટણનગરના વફાદાર જાગીરદાર હરનામસિંહની સ્ત્રી સુરબાળા ઉપર સુબા સાહેબનો રજપુત સરદાર અમરસિંહ મોહિત થયેલો છે. સુબાના નેક રાજ્યમાં અન્યાય કરવાના ડરથી હરનામસિંહને પોતાનો મિત્ર બનાવી, દારૂના વ્યસનમાં લગાડે છે. અમરસિંહ તથા તેનો પ્રપંચી સહાયક શ્યામલાલ, મળી હરનામસિંહની લાખો રૂપીઆની મીલકત, દારૂ અને રંડીબાજીની લતમાં પાયમાલ કરી ઉલટો તેને દેવાદાર બનાવે છે. હરનામની માતા અને તેની શીયળવતી સ્ત્રી સુરબાળા, અનેક રીતે સમજાવી નીચ અમરસિંહની સોબત નહીં કરવા અને તેને છોડી દેવા હરનામને શીખામણ આપે છે. અમરસિંહને તે વાતની ખબર પડવાથી, દારૂના નીશામાં ચકચુર બનાવી હરનામસિંહને હાથે તેની માતાનું ખુન કરાવે છે. રાજ્ય તરફથી ગુન્હેગાર ઠરાવી ખુનના આધારે પકડી હરનામને કેદ કરે છે. માલ મીલકત જપ્ત થવાથી ને સાસુના મૃત્યુથી, નાસીપાસ થયેલી સુરબાળા વફાદાર નોકર ધીરસિંહના આશરામાં રહે છે. અમરસિંહ રાજ્યની સારી સત્તાના આધારે જેલમાં જઈ હરનામની પાસે સુરબાળાની માંગણી કરે છે. માતાનું ખુન કર્યાથી જેની શુદ્ધિ ઠેકાણે આવી છે, તે હરનામસિંહ અમરસિંહને વિશ્વાસઘાતી નીચ કહી ધિક્કારે છે. કારાગ્રહમાં કેદ થયેલા હરનામનું દર્શન ત્યાંથી નાટકની શરૂઆત થાય છે.

ॐ તત્સત્ પરમાત્મને નમ: ॥

# શ્રી સંન્યાસી નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

**પ્રવેશ ૧**—માતૃઘાતક હરનામસિંહ ગુજરાતના યવન સુબાના કારાગૃહમાં, પોતાના પાપનો પશ્ચાત્તાપ, રાજ્યમાં પ્રબળ થઈ પડેલા અમરસિંહનું આવવું, હરનામનો અમરસિંહને ધિક્કાર, સુરબાળા માટે અમરની માગણી, હરનામનો તિરસ્કાર, પોતાની માગણી કબુલ નહી કરે તો શિરચ્છેદની બ્હીક બતાવે છે. હરનામ પોતાની ટેકમાં અચળ રહી મોતને શરણ થવું કબુલ કરે છે, અમરસિંહની હરનામને મારવાની તૈયારી, અચાનક હરનામના વફાદાર નોકર ધીરસિંહનું આવવું, હરનામનો બચાવ, અમરને શ્યામલાલનો ગભરાટ.

**પ્રવેશ ૨**—પૈસાના લોભી શ્યામલાલની પુત્રી કમળ અને તેના પસંદ કરેલા પતિ કાન્તનો મેળાપ, પિતાની વિરૂદ્ધ થઇને પણ કાન્ત સાથે લગ્ન કરવા નિશ્ચય અરસપરસ વચન સાથે હાસ્યવિનોદ, બુઢા લાલદાસ સુરતી તથા બીજા લગ્નના ઉમેદવારો સાથે શ્યામલાલનું આવવું, લગ્નની નવી સીસ્ટમ લોટરી, તેમાં લાલદાસ સુરતીની વીસ હજાર રૂપિઆ આપી પરણવા કબુલાત, વરઘોડાની વધામણી, કમળ કાન્તના પ્રેમમાં આસક્ત છે, તેથી બન્ને ઉપર કાગળ લખી ગોર ભુલકણાશંકર સાથે મોકલાવે છે.

**પ્રવેશ ૩**—ધીરસિંહના આશ્રયમાં રહેલી હરનામસિંહની સ્ત્રી સુરબાળા પતિની ચિંતામાં ધીરસિંહની પત્ની લક્ષ્મીનો દીલાસો, ધીરસિંહનું આવવું, હરનામ મુક્ત થવાના સમાચાર, સુરબાળા ઉપર હરનામે મોકલેલી પ્રેમપત્રિકા, દુઃખી અવસ્થામાં પતિના આશ્વાસનથી સતીને શાન્તિ, હરનામની સહાય માટે ધીરસિંહનું જવું, પ્રાણાંતે સુરબાળાની રક્ષા કરવા પોતાની પત્ની લક્ષ્મીને ભલામણ, બાદ અમરસીંહને શ્યામલાલ, લક્ષ્મી પાસે સુરબાળાની માગણી, પતિ આજ્ઞાપરાયણ વીરાંગના લક્ષ્મીનો અમરસિંહની લાંચની લાલચ ને દહેસતનો તિરસ્કાર. ક્રૂર હૃદયના અમરસિંહનો ક્રોધ ને નિર્દોષ લક્ષ્મીનું અમરના હાથથી ખુન, અનાથ સાધ્વી સુરબાળાનું અમરના હાથમાં સપડાવું.

**પ્રવેશ ૪**—હરનામની શોધમાં ધીરસિંહ પોતાના નોકર રાઘવનું આગમન. લક્ષ્મીનું ખુન ને સુરબાળા અમરના હાથે સપડાયાની ખબર. સતી લક્ષ્મીના ખૂનના સમાચારથી ધીરસિંહનું દીવાના થવું.

**પ્રવેશ ૫**—ગુજરાતના સુબાનો દરબાર, અમરની મારફત જેલ તોડી હરનામને છોડાવી જનાર ધીરસિંહની ખબર, સુબાનો ક્રોધ, હરનામને અને ધીરસિંહને પકડી લાવવાનો હુકમ, જાસુસ મારફત વીશળગઢના સ્વતંત્ર રાજા વીશળદેવના ખંડણી ન આપવાના સમાચાર, સુબાનો અમરસિંહને લશ્કરનો સેનાપતિ બનાવી વીશળગઢ સર કરવાનો હુકમ, અમરની સુરબાળાને સાથે લઇ જવા શ્યામલાલને સૂચના, નાચ.

**પ્રવેશ ૬**—નામ પ્રમાણે ગુણવાળા ભુલકણાશંકર ગોરની ગંભીર ભુલ ક્રમળે લખી આપેલા કાગળો ઉલટપાલટ આપવા. કાન્તની કાગળ વાંચી વિસ્મયતા! લાલદાસને મળેલો કાગળ કાન્ત પાસે વંચાવવો,

કમળ પોતાને ચહાય છે સાંભળી ખુશ થવું, મળવાનો ઠરાવ, ભેદનો ભરમ ફોડવા કાન્ત લાલદાસનો નોકર કમળને મળવાના ઉમંગમાં લાલદાસ.

**પ્રવેશ ૭**—પહાડની તળેટીમાં મહાત્માના બોધથી શાન્તિ મેળવી વિરામ પામેલો હરનામ સંન્યાસી, દીવાના થયેલા ધીરસિંહનું આવવું, લક્ષ્મીના મરણથી દીન અવસ્થામાં ભાન ભુલેલા પતિની શોકમય સ્થિતિ, વેર લેવાની ધુન, અમરનું આવવું, નીચ કૃત્યો કરતાં નહીં ડરનાર અમરના હાથે ધીરસિંહનુ ખુન, હરનામનું આવવું, અરસ પરસ ઓળખાણ, યુદ્ધની માગણી, અમર હરનામને પકડવા તૈયારીમાં, વીશળગઢના વીર સેનાપતિ કેશરીસિંહના હાથે હરનામનો બચાવ.

---

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—સેનાપતિ કેશરીસિંહનો બગીચો, કેશરીસિંહની પુત્રી તથા સાહેલીઓનો હાસ્ય વિનોદ, સંન્યાસી સાથે કેશરીસિંહનું આવવું, કન્યા મરીચીની વર્ષગાંઠનું અભિનંદન, સંપૂર્ણ સુખીમનુષ્યના સુખના સાધનની યાદગીરીનો અધુરો લેખ હરનામના હાથે પુરો થાય છે, અર્થનું સમાધાન કેશરીસીંહનો સંન્યાસીને માટે ઉંચ અભિપ્રાય, પોતાની કન્યાને સંસ્કૃત સાથે ધાર્મિક જ્ઞાન શીખવવા પ્રાર્થના, મરીચીને સંન્યાસીથી સંતોષ, પ્રથમ પ્રેમ દર્શન.

**પ્રવેશ ૨ જો**—પોતાના લોભી પિતા લાલદાસથી પોતાનું લગ્ન કરશે તેમ ધારી પોતાની દાસી લીલીને પોતાનો પોશાક પેહરાવી, કમળ બનાવી, કાન્તને બદલે લીલીને બુઢ્ઢા લાલદાસ જોડે પરણાવવા પાકી સલાહ, લાલદાસનું આવવું, અક્કલના અધુરાને ખીસ્સાના પુરા વિષયાંધ લાલદાસ કાકા લીલીને જોઈ મોહિત થાય છે, ખાનગી લગ્ન કરવા ગોઠવણ, લગ્નનો નક્કી દીવસ.

**પ્રવેશ ૩ જો**—મરિચીનું વિદ્યાભવન, પ્રેમમય મરિચીનું ભણવામાં નહીં લાગતું મન, સંન્યાસીના પ્રેમની લાગણી, સંસારથી કંટાળેલા સંન્યાસીની દૃઢતા, હાસ્યવિનોદ, કેશરીસિંહના અમરસિંહની છાવણીમાં જવાના સમાચાર, દગલબાજ અમરસિંહ કેશરીસિંહને સપડાવશે, એમ સમજી હરનામનું બહાદુર અંગરક્ષકો લઈ છાવણી તરફ જવા પ્રયાણ, મરિચી તેને મંગળ શુકન આપે છે.

**પ્રવેશ ૪ થો**—વીશળગઢની સરહદ ઉપર, અમરસિંહની છાવણી, કેદી સુરબાળા અમરસિંહના કબજામાં, અમરની પ્રેમ લાગણી, સુરબાળા પતિ ભક્તિમાં દૃઢ, અમરને બોધ સાથે તિરસ્કાર, વિષયાંધ અમરનો બળાત્કાર, શ્યામલાલે કેશરીસિંહ આવ્યાના ખબર, સતીનો બચાવ, કેશરીસિંહની મુલાકાત, મોઢે માગેલી લાંચ આપી કેશરીસિંહને ફોડવા પ્રયત્ન, કેશરીસિંહની દૃઢ રાજ્યભકિત, જાત દ્રોહી અમરને ધિક્કાર, દગાથી કેશરીસિંહને કેદ કરવાની તઇયારી, લડાઈની ગરબડમાં સુરબાળાનું નાસી છુટવું, હરનામનું આવવું, કેશરીસિંહને બદલે અમરસિંહ કેદ.

**પ્રવેશ ૫ મો**—યવન સેનાનાયક ખાંજરખાં અને શ્યામલાલ, અમરસિંહ કેદ થયાનો અફસોસ, અમરને મુકત કરવા શ્યામલાલની યુક્તિ, છાવણીમાંથી નાસી છુટેલી સુરબાળા ફરી દુશ્મનોના હાથમાં સપડાવાની અણી ઉપર, સન્યાસીનું આવવું, સતીનો બચાવ, સુરબાળાને જોઈ સંન્યાસીને શંકા, પૂર્વ વૃત્તાંતથી સંન્યાસીને અસર, મૂર્છા, અધીરી મરિચીનું આગમન, સુરબાળા મરિચીના આશ્રમમાં, પ્રભુ સ્તુતિ.

**પ્રવેશ ૬ ઠો**—લાલદાસ તથા લીલી કાન્ત તથા કમળ, લગ્નની ધામધુમ, સુરતી કાકાની મદદમાં કમળને લઈ જવાની બડાઈ, શ્યામલાલની રૂબરૂ જવા વિચાર, કાગળ લખી ખબર, આપવા સલાહ, કમળને કાન્ત આંખળે બહેરે કુટાવા દે છે, જવાની તૈયારી.

**પ્રવેશ ૭ મો**—રાજા વીશળદેવનો દરબાર, કેશરીસિંહની પ્રશંસા, અમૂલ્ય જવાહીરની ભેટ સાથે શ્યામલાલ ને ખીજરખાંનું આવવું, રાજા વીશળદેવનું લક્ષ્મીની લાલચમાં ફસાવું, ખીજરખાંની તરફની વાત ઉપર વિશ્વાસ રાખી ભોળા રાજાનું ઉશ્કેરાવું, વફાદાર રાજ્યના સ્તંભ કેશરીનો તિરસ્કાર, યવન સરદાર અમરને મુક્તિ, યવન સરદારની શીખવણીથી પ્રતાપી કેશરી કેદ, કેશરીની પ્રતિજ્ઞા, રાજાને તિરસ્કાર ને શ્રાપ.

---

## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**—સુબાનું વિચારભવન, વીશળગઢથી આવેલા ખીજરખાં તરફથી લશ્કરનાં હારની ખબર, સુબાનું ક્રોધે ભરાઈ વીશળગઢ તાબે કરવા જાતે જવા તૈયારી.

**પ્રવેશ ૨ જો**—પ્રેમમાં આસક્ત મરિચી, સખીઓ સાથે સંન્યાસી પાસે પ્રેમની માંગણી, સંન્યાસીનો અસ્વીકાર, મરિચીની દ્રઢતા, મરિચીના આગ્રહથી સંન્યાસીની પૂર્વ સ્થિતિનો પ્રકાશ, નિરાશ મરીચીને સુરબાળાનું આશ્વાસન, સંન્યાસીને સતીના સાચા પ્રેમનું દર્શન, મરીચીના પ્રેમનો સ્વીકાર કરવા સુરબાળાનો આગ્રહ, કેશરીસીંહનો બચાવ કરવા પ્રયાણ.

**પ્રવેશ ૩ જો**—પ્રપંચી શ્યામલાલ પૈસાના પ્યારમાં સુબાનો નાશ કરી, રાજ્ય મેળવવા ઉન્મત્ત થયેલો અમરસીંહ, શ્યામલાલ સાથે મળી પ્રપંચદાવ, સુબાનો ઘાત કરવા બદલ બક્ષીસ આપવાનો કરાર, ગુપ્ત વેષે સંન્યાસી શ્યામલાલને સપડાવી કરારને પડાવી લે છે.

**પ્રવેશ ૪ થો**—કારાગૃહમાં કેશરી, વફાદાર પહેરેગીર, સંન્યાસીનું આગમન, મળેલા અન્યાયને માટે અસંતોષ, સંન્યાસીનું સાંત્વન, કેશરીને

છોડાવવા સંન્યાસીની સલાહ, કેશરીસિંહની દઢતા, મરણુનો સ્વીકાર, મરીચીની ભલામણુ, સંન્યાસીની કેશરી ઉપર મમતા, બંધીવાન દશામાં વીશળદેવ અમર સાથે કેશરીસિંહનું ભવિષ્ય કથન સત્યરૂપે, વીશળદેવનો પશ્ચાત્તાપ, બન્નેનો વધ સ્થાનમાં શિરચ્છેદ કરવા હુકમ.

પ્રવેશ ૫ મો—શ્યામલાલના ઉતારામાં લાલદાસ તથા કમળના કાગળો, વીસ હજાર જવાથી અફસોસ, લાલદાસનું આવવું, આંધળે બહેરૂં લાલદાસ શ્યામલાલને દીવાનો ઠરાવે છે, પોલીસની રકઝક, કમળને કાન્ત, ભેદના પ્રકાશ, સ્યામલાલનો પશ્ચાત્તાપ, લાલદાસને લીલી, કમળને કાન્ત, ગોટાળો પુરો.

પ્રવેશ ૬ ઠો—વધસ્થાન, કેશરીસિંહને વીશળદેવ વધસ્થાનપર, મરીચી અને કેશરીસિંહનો કરૂણાજનક મેળાપ, સુરબાળાનું યોગિની રૂપમાં આવવું, ન્યાયની માગણી, પાપીના પોગળનો પ્રકાશ સાથે હરનામ, ખુની ને પ્રપંચી અમરને ગુન્હેગાર કરે છે, સુબાનો ક્રોધ, હરનામની માગણીથી અમર ને શ્યામલાલને ક્ષમા, અભિમાની અમરનો પોતાના ગુમાનમાં સ્વહસ્તે આપઘાત, કેશરીસિંહ ને વીશળદેવ મુક્ત, સીન ચેન્જ.

પ્રવેશ ૭ મો—વીશળદેવના દિવ્ય બગીચામાં મરીચીનો હરનામ સાથે હસ્તમેળાપ, સંન્યાસીનો ગૃહસ્થાશ્રમ ને આનંદ.

ઇતિ શિવોમ્.

ॐ શાન્તિ! ॐ શાન્તિ!

# મુખ્ય પાત્રોના નામ.

## પુરૂષ.

સુબો ... ... ... ગુજરાતનો યવન સુબો.
હરનામસિંહ ... ... યવનરાજ્યનો જાગીરદાર સુરબાળાનો સ્વામી.
અમરસિંહ ... ... સુબાનો એક રજપુત સેનાનાયક.
શ્યામલાલ ... ... અમરસીહનો ખુશામતીયો સલાહકાર લોભી વણિક.
વિશળદેવ ... ... વીશળગઢનો રાજા.
કેશરીસિંહ .. ... વિશળગઢના રાજ્યનો વફાદાર સેનાપતિ.
ધીરસિંહ ... ... હરનામનો વફાદાર મિત્ર, સુરબાળાને આશરો આપનાર.
ખીજરખાં ... ... એક યવન સેનાનાયક.
લાલદાસ સુરતી ... બૈરી પરણવાનો ઉમેદવાર ધનાઢ્ય વણિક.
કાન્ત ... ... ... શ્યામલાલનો જમાઈ, કમળનો સ્વામી.

## સ્ત્રી પાત્રો.

સુરબાળા ... ... હરનામની ધર્મપત્ની.
મરીચી ... ... ... કેશરીસિંહની કન્યા.
લક્ષ્મી ... ... ... ધીરસિંહની સ્ત્રી.
કમળ ... ... ... શ્યામલાલની પુત્રી, કાન્તની પાછળથી પત્ની.
લીલી ... ... ... કમળની દાસી, પાછળથી લાલદાસની સ્ત્રી.

લગ્નના ઉમેદવારો, દીવાન, વજીર, સેનાપતી, દરબારી, વારાંગનાઓ, લશ્કર–સીપાઈઓ વીગેરે.

ॐ तत् सत् परमात्मने नमः ।

श्री

# સંન્યાસી નાટકનાં ગાયનો.

સૂત્રધાર—

## મંગળાચરણ.

પાહિ મામ્, પ્રણામ પ્રભુવર,
શુદ્ધ, બુદ્ધ, મુક્ત શિવ શિવ કર,
તું અભેદ, તું અછેદ, વિદિતવેદ તું છે એક.
આદિ અનાદિ તું અનંત, સત્ય ચિત ને આનંદ.
કરી કરૂણા કૃપાવંત બાંહ્ય ધારો ભગવંત.

નટીઓ—

સતી જે શીયળવતી પતિ પ્રભુરામ માને તેને ધન્ય.
વ્યાપે યશ વિમળ અચળ ભૂતળ ઉપર
સતી નારીના યુગ યુગાંતર-ધન્ય.
સદા સંતોષ સ્થિતિમાં, નિશદિન લીન પતિમા,
કરે નિંદા ભલે દુરજન, તજે નહીં ઉર પતિનું ભજન.
રટણ એ જીવન મરણમાં સ્વામીના હિત ચિંતનમાં,
રીઝતી પ્રસન્ન વદનમાં, સ્વામીના ધન્ય તેને ધન્ય.

કમળ— ૨

શાને પોકારે પીયુ પીયુ પપૈયા
તારા બોલેથી અંતરના બા......ળ...પપૈયા.

આવી જુવાની, દીવાની બનાવી,
ગઈ અકળાઇ, મરૂં હું મુંઝાઈ
મારા ચિત્તને ચોરાવે ટહુ.........કાર...પપૈયા.

કમળ-કાન્ત— ૩

પ્રાણ મનહર સુખકર છોજી મારા,
મારી નયનોના બાણ, શાણી સુંદરી સુજાણ;
વ્હાલા લટકે ને ચટકે લોભાણી હું તારા—પ્રાણ.
દીલ સોંપ્યું મેં નાથ, હાથ સાથ તે નીભાવો
પ્રેમ રસ પાઓ.
અલબેલી આમ આવો, છબીલી શું સતાવો;
રસ પાઇને રીઝાવો એજી ના. ના. ના.
પ્રિય પ્રાણના આધાર, કમળ હૈયાના હાર,
જાઓ જાઓજી ઠગારા, એજીવાહ વાહ વાહ-પ્રાણ.

લાલદાસ— ૪

સહુ સાહેબો પધારો, મારી શોભાને વધારો
વરઘોડો છે મારો. આજે.
ઘોડાગાડીઓ જોડાવું, બેંડ વાજાં વગડાવું
મોટી મોટરો મંગાવું; વાગે પં. પં. પં.
મોટો મંડપ રચાવું, લેટ ક્રીટસન લગાવું
રૂડાં ગીતો ગવડાવું.................વર.
જરીનો જામો પેરીશ હું, છબીલો ઘોડે ચડીશ હું
નાણાં નાંખી દઇને તું, ઘોળામાં ધુળ ઘાલેશું
છેડા બાંધીને ચડું, છબીલીની સાથે-વર.

સુરબાળા— ૫

હે દીનબંધુ સહાય કરોને ઘનશ્યામ.
આશરો તારો દીન અબળા હું યાચું રઘુવર રામ પુરણ કામ—
જળથી વીખુટી માછલી મરશે, સ્વામી વિયોગી ક્યાં જઈ ઠરશે.
આંસુ સરે દીલ લ્હાય બળે.
પાપી પ્રપંચે નાથ ફસાયા ઉગારજે હરનામ મમશ્યામ—

દરબારીઓ— ૬

જય ગુર્જર દેશતણા નૃપતિ, મળી સભ્યસભા તમને નમતી
જનહિતકારી વૃત્તિધારી દુઃખહારી—
નવ ભેદ યવન ને આર્ય પ્રતિ
નીતિ ન્યાય દયા ધરમે વરતિ
નરવર, નરપર, ખુશ રહો, હરપલ શુદ્ધ મતિ.

વારાંગનાઓ— ૭

હેરી આઇએ સાહેલી ગુનગાઇએ રાધાવરકો
જાઇએ જીવન પર વારી, પ્રિય પ્યારી.
કુંવર કનૈયા, બંસી બજૈયા, ધેનુ ચરૈયા લેઉં બલૈયા.
લટક લટક હસત લાલ સોહાવે સંગ ગ્વાલ
રાધાકો પ્રાણુ પ્યારો, નટવર શ્રી નંદ દુલારો,
હસત હસત મારો મનહર લીનો લાલ બાલપે વારી,

લાલદાસ— ૮

આ સુરતમાં ? વાહ સુરતમાં ? જાદુ શુ મોહી ગઈ બુલબુલ
એ મીઠાં વેણા સાંભળી કીધું મેં દીલડું ડુલ
ખુલી ગયું મારૂં તકદીર આનંદે આહાહા હા હા હા.

ફુલેલ તેલ અત્તર લગાવું પફ પાઉડર.
કલપ લગાવું કાળો, જુવાન બનું રૂપાળો.
લોભાવું લટકે રાધા થઇ હું કાન કાળો.
છલબલ કલથી પરણી પ્યારી ભપકો મારી
જાઉં બલીહારી જાઉં લાવું લાડી લટકાળી.

હરનામ— ૯

ત્યાગી માયા હું તો થઈ બેઠો છું ત્યાગી.
ચોળી અંગે વિભૂતિ છું વૈરાગી—
ભવ સરવર પર ફરતાં પંખીડાં, સ્વાર્થ જળના રાગી.
જળ સુકાતાં સહુ દૂર થતાં, સ્નેહથી શૂન્ય અભાગી—
પ્રેમ પરીક્ષક મીન બીચારૂં, દે જીવન તન ત્યાગી,
અશરણુ શરણુ તું હે જગત્રાતા, તવ ચરણે રઢ લાગી.

---

## અંક ૨ જો.

### ગરબો ૧ .

મરીચિ તથા સાહેલીઓ—
સ્નેહ સ્વર્ગેરે સ્નેહ સ્વર્ગે—માલે પ્રેમી જોડાં હાથ સાથ હાથ
ધરીને—સ્નેહ.

નિત્ય ફરતાં, હર્ષ ધરતાં શાંતિ ભરતાં, સ્તોત્ર ભણતાં
ચંદ્ર ઉદિત થાય ( ૨ ) રવિ સમાય; ક્ષિતિજ માંય,
મંદ પવન વાય ( ૨ ) સિંધુ લહરી ખળભળાય પંખી સ્થાન
વિચરતાં—

પ્રેમી પ્રભુના રાજ્યમાં, સઘળે પ્રેમાનંદ,
પ્રેમી જન રતિ રસ ભીના, માણે પરમાનંદ,
પ્રેમી પંથ ઇષ્ટ સ્વર્ગ સુખ આપે, હૃદય શાન્તસ્થાપે.

**કષ્ટકાપે સખી—**

પાપ પુંજ બાળિ સંતાપ તાપ ટાળે.
વિજ્ઞાન જ્ઞાન આલે પદવી અમરને

**સખી—** ૧૧

અમૃત ભર્યું આ અધરમાં, વચને રહ્યું અમૃત ઝરી
અમૃત ધર્યું સ્તન અંતરે, વળી દૃષ્ટિ પણ અમૃતભરી
આલિંગશે જે ભુજ ભરી, આ અનુપ અમૃત વેલડી
તે માનવી વર અમરને, પછી મરણ ચિંતા શી પડી.

**સખી ૨—**

જો આ રસીલા અધરથી, વહેતી વિચારી સરસ્વતી
આ કર્ણના મણી કુંડળે; મણી કર્ણિકા ગંગાસતી
શિરવેણી અમૃત તુલ્ય બાળા, તીર્થ ત્રિવેણી સમી
સ્નાને હરે સૌ પાપ, શ્રીગંગા યમુના સરસ્વતી.

**સખી ૩—**

પલમાં ભ્રમર ધનુષ્યે કરી, નિજદૃષ્ટિસર સંધાનને
વીંધી હૃદય સંહારતી, વિરહી જનોના પ્રાણને
પલમાં લલિતા લાજતી, દૃષ્ટિ રહી નીચી ધરી
જાણે લજ્જામણી વલ્લિકા, પર પુરૂષ સ્પર્શે લાજતી.

**સખી ૩—**

પળમાં રીસાતી રતિવતી, પતિસ્પર્શ કરતાં અંગને
પળમાં ચહે પ્રિયતમ સમાગમ, હૃદય ધરી આનંદને

ચેષ્ટા કરે વિધ ચતુરા, ચારૂ ચંચળ લોચના
નવયૌવના પુલકિતમના, ચંદ્રાનના દુઃખમોચના

**મરિચી-સાહેલીઓ—** ૧૨

આ યૌવન પુલવાડી ખીલી જો ડાલીડાલી
કેવી નવ નવ રંગની બહાર છે
મદન વસંત વસીને વેલી અંગમાં
રાગે રંગે રંગીલી રમે રંગમાં
શોભા સુંદર મનમોહક અપાર છે—
કળી કોમળ આ શે કરમાવો, શરમાવો કાંઈ શરમાવોરે
વેલી વિકળ કરી ના ગભરાઓ, દુર થાઓ, હસીના હસાવોરે
સુંદર મનહર વાહરે વાહ, નવ શરમા, નવ ગભરા.
ભોગી આલી બાલા રીઝાવશે—

**મરિચી—** ૧૩

રંભાતુલ્ય રતિ પ્રવીણ રમણી, શૃંગાર શિરોમણી
સંપત્તિ ગૃહ રાજ્ય લક્ષ્મી, મનને આનંદ દાતા ધણી,
આજ્ઞાંકિત સુસેવકો સુખદને, સ્નેહી જનો શાંતિદા.
તારૂં તે નથી લેશ માત્ર જીવરે, આ બંધ નેત્રો થતાં

**મરિચી—** ૧૪

છબી સુંદર મનહારી ગઈ મારૂં મનહારી
અલબેલા ચતુર સુજાણ, પુરા પંડિત પ્રેમી શ્રીમાન
વાણી રસીલી બહુ પ્રેમે ભરેલી દ્દષ્ટી અમીની દેખાય
મન લલચાય મળું જઈ કયાંય.
કરી બાળ બીચારી, મંત્ર મોહન લગાવી
ભાન ભુલી ગઈ ઘેલી, કયાં જોતિ ફરૂ.
મન ગયું મારૂં પ્રિયતમમાં—

**લીલી—** ૧૫

પીટયા હૈયા ફુટાને, હું હાથમાં રમાડું
એ ઘરડા ઘુવડને, હું નખરે નચાડું
જો કહું કરો સલામ, કે'શે આપનો ગુલામ
તો તો લીલી મારૂં નામ
પીવાડું પાંદડે પાણી, ફરૂં હું થઇને શેઠાણી
કહું પ્યારા છો મારા, તમારી હું દારા, હસીને હસાડું
પહેરીને ફુલ ડ્રેસ, ફરૂં હું ફેશનમાં
ન ચાલું જમીનપર, ઉડું બલુનમાં
હાથોમાં, બાથોમાં, વ્હાલાની રહીને પ્રીતિરસ પીવાડું—પીટયા

**લાલદાસ—કાન્ત—વગેરે—** ૧૬

ચાલો લટકેથી ચાલ; બની અલબેલા લાલ
ખુબ મીલાવ્યો તાલ, વરણાગીઆ.
ભલી લાગી છે ભાલ, થયા નસીબે ન્યાલ
વાહરે ફાંકડાજી લાલ વરણાગીઆ.
મીંઢળની એ જોડો મંગાવો, પીઠી ચોળાવો પ્યારા.
હીરા મોતીના હાર પહેરાવો, ફરૂં ફેશનમાં પ્યારા.
ગીતો ગવાડું લાંબા લ્હેકેથી પડઘમ ઢોલ મહી સારા
ખરરર—ધુમ—
પરણે છે લાલ લટકાળા, પેરીને વરમાળા, છબીલા છોગાળા
રે લાલ વરણાગીઆ—

**હરનામ—મરિચી—** ૧૭

તનમન અરપણ સરવે સ્વામી શરણે
કરૂં હું અંતર ભાવથી

પ્રીતિ ગંગાજળથી સ્નાન કરાવી
સેવા કરૂં મન ભાવની
ચરણોદકનું પ્રાશન કરૂં હું પ્રેમે
પુરા અંતર ભાવથી
અમે સાધુ ત્યાગી ત્યાગી સહુ માયાને
કનક ને કાન્તા સ્પર્શે નહીં કાયાને
એવું નવ બોલો બાળા સ્વામીજી સ્વામી વ્હાલા
મેં તો માન્યા સ્વામી મારા અંતરથી
રહો રહો દૂર જરા અંતરથી
દૂર કેમ સંગેથી, જીવ થાય અંગેથી—

**મરિચી—** ૧૮

સીધાવો સ્વામીજી, વિજય અરપી તમ રક્ષણ કરો જગનાથ
અરિના દળને પળમાં દળજો (૨) ફરજો કુશલ થઈ
રહી રળીયાત સદા વિજય—
વીર ધર્મને હૃદયે ધરજો સ્વામી સફળ જીવન તમ કરજો
વિશ્વપતિ સહુ વિઘ્નો હરજો યશ વિખ્યાત—

**સુરબાળા—** ૧૯

વિભુ દીન હીન અબળા હું છેકજ હારી
બહુ અમુઝાઈ ગઈ અકળાઈ અરજી હરજીવન લ્યો અવધારી
સ્વામી વિયોગે સતી ટળવળતી, નાંખી નિશાસા નિશદિન રડતી
શીર પ્રભુ દુઃખની થઈ અવની.
દુઃખથી પ્રભુ લ્યો બચાવી, વારે વ્હાલા આવી બીરદ નીભાવી

**હુરનામ-સુર-મરિચી— ૨૦**

જય જગવંદન, દીન દુઃખભંજન જનમનરંજન મોરારિ
જય જગનાયક, સત્ય સહાયક, પાલક દુઃખટાલક ત્રાતા,
તું વિધાતા પાહિમામ
રામ જેને રખવાળ નહીં કો મારે, તે ઉગારે, ધરણીધર ધારે-
ભક્તવત્સલ ભગવાન આશરે તારે, તું ઉદ્ધારે, ભવનિધિથી તારે
ચૌદ લોકનો નાથ ચહાય તો જળમાં પથ્થર તારે—
તારે તું ઉગારે, અદ્ભુત કૃતિ છે ભારે પાહિમામ્.

**બધા— ૨૧**

માણેક મોતીનો પહરે ભરાવો પહરે ભરાવો
લીલા ગજના વાધા હારે કુંવર લીલા ગજના વાધાજીરે .
કેડ મરડીને વાધા પહેરોરે વરરાજા, પેરોરે વરરાજા,
માતાના મન મ્હોશે, હારે,
માતા માણેક વહુ આણી પેરે જોશે, પેલી પેરે જોશે,
લળી લળી મુખ સામું જોશે—હારે.

**કમળ-કાન્ત-લાલદાસ-લીલી— ૨૨**

હંમા હાં ચાલો
શ્યાંમલાલ શેઠીઆને જઈ સમજાવીએ, ઠીક છે.
ફુલણજી ફાંકડાને ફંદમાં ફસાવીએ,
કમળના કંથજી સ્વામી સુજાણ છે.
વાહરે અલબેલી તું ગોરી ગુણ ખાણ છે.

જાય છે લેવા મારા લાલકાકા લાણુ જો
આપણું શું જાય ભલે થાય રમખાણુ જો.
હુંબા હાં ચાલો, વખત જાય ઠાલો હુંબા આંધળે બહેરૂં જઈ
આજ અથડાવીએ

---

## અંક ૩ જો.

**મરિચી—** ૨૩

પ્રેમબાણુ દઈ ગયો, આ પ્રાણુ સાથે લઈ ગયો.
પ્રવાસી ક્યાં રીસાઈ ગયો, સંન્યાસી ક્યાં છુપાઈ ગયો
ભુલી હું બાઈ ભાન આજ—
વસ્ત્ર વેશ મંગળથી, હસ્તના કમંડળથી
ભાલચંદ્ર મંડળથી, વાણી મૃદુ ચંચળથી
ભુલી હું જ્ઞાન ધ્યાનમાંજ—
હસીને હસાવી ગયો, નયને લલચાવી ગયો
વિરહે રીબાવી મારૂં ચિત્તએ ચોરી ગયો
નણુદલ વીર માન્યા મેંતો ભગવત ભરૂંસે મેં તો
દે એ વર ભૂધર દેતો, લે આ અરજી ઉર લેતો.

**શ્યામલાલ—** ૨૪

વાહ પૈસા વાહ પૈસા વાહ પૈસા, દુનીઆમાં એક પૈસા
છે સૌથી શ્રેષ્ટ પૈસા.
દીકરી વેચી દોલત લાવું, મોજ મજા ઉડાવું
રમત ગમત નાટક ચેટક, નિશદિન જોવા જાવું

કાંઈ જલસા રોજ જમાવું સટા સર સોરટી લાવું આહા
પેઢી કહાડી, શેઠ ભારી, થાવા મારી, આશ ધારી. વાહ.
શ્રીમંતોમાં નામ ગણાવી, કહેવાઉં લાખ હજારી
મુંબઈ પુના કલકત્તામાં, થાઉં મોટો વેપારી
પછી ક્રોડપતિની વારી, મન માનું નિત્ય દીવાળી
બસ ઘોડાગાડી સાથે લાડી ફરશું દાડી દાડી.

હરનામ— ૨૫

ઝટપટ કપટ જાળથી કેશરી છોડાવું
ન્યાય નિપુણ ધર્મનો અવતાર ના હોય કેદમાં
રહાય સરજનહારની કરૂં વ્હાર ઝટપટ.
મ[illegible]મરત આરિ હરિ અરત કરજ્યો.
વિ[illegible]ટ સંકટ નાથ હરજ્યો
અ[illegible]જ્યો જય સત્યને હું સહાયમાં જોડાવું

શ્યામલાલવગેરે— ૨૬

ગોટાળો ભારે થયો ભાઈ પડ્યા પાછા કરી સફાઈ
જુની આંખે નવી નવાઈ, બુઢાપે શી કરી કમાઈ
રૂપીયો દઈને લીધી પાઈ–પાઈ–પાઈ........ગોટાળો.
લોભે લાભ ગુમાવે જગમાં, સ્વાર્થી આ નરનાર.
દીકરીના દમડા લેનારા, કરને લાખો ધિક્કાર
ભલામાં છે સદા ભલાઈ; કરી લ્યો સ્નેહથી સગાઈ
સુખી રહો બાઈ અને ભાઈ, બન્યો હું સુરતી જમાઈ
રૂપીયો દઈને લીધી પાઈ (૩)



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો મુકામ હોય ત્યાંથી અથવા અમદાવાદ તળપદમાં પ્રસિદ્ધ કર્તા પા મળશે. માટે જેઓ સાહેબને જોઇતાં હોય તેઓએ રોકડી ક તથી મંગાવી લેવાં, વેલ્યુપેબલ તથા નોટપેડ કાગળ રાખ આવશે નહિ. નીચેના દરેક પુસ્તકો બે આનાની કીંમતે મળ

| | | |
|---|---|---|
| ૧ સતી સંયુક્તા | ૧૮ ભદ્રાયુ | ૩૫ અભયસિંહ |
| ૨ સંગીત લીલાવતી | ૧૯ સતી દ્રૌપદી | ૩૬ કર્મફળ |
| ૩ પવિત્ર લીલાવતી | ૨૦ કબીરસાબ | ૩૭ નરસીંહ મેહતા |
| ૪ સતી પાર્વતી | ૨૧ સન્યાસી | ૩૮ સગાળશા |
| ૫ અશ્રુમતી | ૨૨ જાલીમ ટુલીઆ | ૩૯ કૃષ્ણ સુદામા |
| ૬ રામ વિયોગ | ૨૩ સતી પદ્મિની | ૪૦ મહાકવિ કાલીદાસ |
| ૭ મ્યુનિસીપાલ ઇ. | ૨૪ અજીતસિંહ | ૪૧ રાજરતન |
| ૮ ભોજકુમાર | ૨૫ કુલીન નાયકા | ૪૨ પ્રલ્હાદ વિજય |
| ૯ સરદારબા | ૨૬ સતી દમયંતી | ૪૩ કૌરવ પાંડવ ભા. ૧ |
| ૧૦ ઉમાદેવડી | ૨૭ કેશર કીશોર | ૪૪ જાળંધર સતી વૃંદા |
| ૧૧ વીણાવેલી | ૨૮ સુભદ્રા હરણ | ૪૫ કૌરવ પાંડવ ભાગ. |
| ૧૨ વિજયા વિજય | ૨૯ ઉર્વશી | ૪૬ લલીતપ્રિયા |
| ૧૩ મદન મંજરી | ૩૦ રાઠોડ કન્યા | ૪૭ સૌંદર્ય વિજય |
| ૧૪ ઉદયભાણ | ૩૧ પવિત્ર લક્ષ્મી | ૪૮ દેવી દેવહુતી |
| ૧૫ મોહિની ચંદ્ર | ૩૨ કુસુમલતા | ૪૯ મહારાજા અશો |
| ૧૬ ગીતા સુંદરી | ૩૩ હંસા કુમારી | ૫૦ સતી સુલોચના |
| ૧૭ સતી સીતા | ૩૪ ગુલબકાવલી | ૫૧ અસુરી માયા |
| | | ૫૨ રૂકિમણી હરણ |

શ્રી દેશી નાટક સમાજ,

ઠે૦ ભાંગવાડી, પ્રીન્સેસ થીએટરમાં, મું